# બેન્જામીન ગાઈ હોર્નીમેન.

## "બોંબે ક્રોનીકલ" ના અધિપતિ.

તા: ૨૬ મી એપ્રીલ ૧૯૧૯ ને દિવસે દેશપાર થયા.

એ મહાન લેખકે બજાવેલી અમૂલ્ય સેવાઓના કદરદાનાર્થી



નમ્રતાથી એમ. કે. આઝાદ



"મહાન પ્રવતીઓના ને-તાઓને હાથે તમો જોઈએ તો સો વાર બેડી નાંખો, તેઓને કાળાગ્રહમાં જઇને પુરો, તેઓને દાબી દેવા માટે મજબુત ફટકાઓ ઉગામો પણ જે પ્રવૃતીને માટે તેઓ મથ્યા રહે છે તે કાંઈ તેથી મરણ પામતી નથી. છુટાપણાનો ઝુંડો એક વાર હવામાં ફડફડાવ્યો કે તે ગમે એટલીવાર ધુળમાં જઇને પડશે તો પણ તેને પાછો ઉભો કરવા અને હવામાં ફડફડાવવા બહાદુર અને શુરવીરો ઉભા થશે."

મીસીસ એની બેઝંટને આપખુદ સત્તાના દેવતાઓએ નજરકેદમાં પુર્યા પછી તેણીનું "ન્યુ ઇંડીયા" પત્ર ત્રીજે દિવસે પાછું સજીવન થયું ત્યારે એજ પત્રમાં મી૦ હોનીંમેને "Resurgam" ના મથાળાં હેઠળ જે વિદ્વતાભર્યો અને દીલ ઉશ્કેરનારો લેખ લખ્યો હતો તેમાંથી ઉપલાં વાકયો મેં ટાંકયા છે. "ન્યુ ઇંડીયા"ને સજીવન કરવા માટે મી૦ તેલંગને મદદ કરવા મી૦ હોનીંમેન મદ્રાસ ગયા હતા ત્યારે ઉપલો લેખ તેઓએ એ પત્રમાં લખ્યો હતો.



# બેન્જામીન ગાઈ હોર્નીમેન.

"I sat myself
Upon an eagle's watch, that I might see,
And seeing ne'er forget."

"Hyperion."

"પેલા મહેરાબની હેઠળ રોમન લોકોના જેવું નાક ધરાવનાર જે ઉંચો માણુસ ઉ           બોંબે ક્રોનીકલ" નો તંત્રી મી० હોર્નીમેન છે." અને તેની તરફ મેં દ્રષ્ટી કીધી કે તુરતજ દશમી સદીના એક શુરા યુરોપીયનને હાલના જમાનાના પોષાકમાં મેં જોયો. સીધો સરોવરના ઝાડ જેવો, દમામદાર દેખાવનો, મનુષ્ય જાત તરફ અતી પ્રેમ ધરાવનારી ચળકતી આંખોવાળો તે ચેહરો જ્યારથી મેં જોયો ત્યારથી તે મારી જીંદગીનો મીત્ર થઇ પડયો. ઉપર જે શબ્દો ટાંકયા છે તે એક મારા મીત્રના મહોડાંમાંથી નીકળી પડયા કે જ્યારે તે અને હું એક્ષેલસીયર થીયેટરમાં ઉભેલા હતા. ૧૯૧૩ ના અકટોબર મહીનામાં વરલી હીલના આ સંત સાથ મારી પહેલી ઓળખાણુ થઇ હતી. તે વેળા મી० હોર્નીમેને એવાં હેતથી મારો હાથ દાબ્યો હતો કે તે પળ મને હજી યાદ આવે છે. મી० હોર્નીમેનની કલમની જબરી શક્તિ અને બાહોશી માટે મેં એટલું બધું સાંભળ્યું હતું કે એક કડક સ્વભાવના આસામીને બદલે નરમ દીલ, માયા અને મીઠાશભરી જબાન અને લાયકીવાળા આવા એક ગ્રહસ્થને મળવાની મેં ભાગ્યેજ આશા રાખી હતી. આવો નરમ દીલનો હોવા છતાં તેની કલમમાં એટલું જોર હતું કે ભલા ભલા મોટા આસામીઓની યોજનાઓ તેની કલમના સપાતા આગળ કરરચુસ થઇ જતી હતી.

ઘણાઓને કદાચ ખબર નહીં હશે કે મી૦ હોર્નીમેન મુંબઇ આવ્યા તે અગાઉ કલકતામાં તેઓએ "સ્ટેટસમેન" પત્રના મદદનીશ અધિપતિ તરીકે મોટી નામના મેળવી હતી.

મી૦ હોર્નીમેન કલકતામાં કેવી રીતે પોતાની જીંદગી ગુજારતા હતા તેની ઘણીક કથાઓ મારા સાંભળવામાં આવેલી છે. એક દિવસ એક મોટે ખાંચરેના બડા સાહેબને ત્યાં મેજબાની ઉપર તેઓ ધોતીયું અને ખમીસ પેહરીનેજ હાજર થવાથી પરોણાઓ અજાયબીમાં ગરકાવ થઇ ગયા હતા. કલકતાના મોહલ્લાઓમાં એક શુદ્ધ ઇંગ્રેજ બચ્ચાને રાતની વખતે બંગાળી બાબુના પોષાકમાં ફરતો જોઇ લોકો ડંગ થઇ જતા હતા. તેની સાદી જીંદગી અને સાદાઇ જોઇ શ્રીમંત મેજબાનો વીસમય પામતા હતા.

આ બીના નોંધવા લાયક છે કે, એવાજ એક પ્રસંગે મી૦ હોર્નીમેનની મનહર રીતભાત જોઇ આ શહેરના મહાન નર સર ફીરોઝશાહ મેરવાનજી મેહેતા તેના ઉપર લુભાઇ ગયા હતા. મી૦ હોર્નીમેનને મુંબઇ લાવનાર સર ફીરોઝશાહ હતા. "બોંબે ક્રોનીકલ"ના અધીપતીના ઓદ્ધા માટે અનેક ઉમેદવારોને બાજુએ મુકી સર ફીરોઝશાહે એ પત્રનું તંત્રીપદ મી૦ હોર્નીમેનને આપ્યું હતું. મી૦ હોર્નીમેને નવાં પત્રને ફતેહમંદ બનાવવા માટે રાત અને દિવસ મહેનત કીધી અને થોડાંજ વર્ષમાં "ક્રોનીકલ" આ દેશની પ્રજાનું એક બળવાન વાજીંત્ર થઇ પડયું. કેટલાક સખ્સો હાલમાં એવું કહે છે કે, સર ફીરોઝશાહના વખતમાં "બોંબે ક્રોનીકલ" ની કારકીરદી ઝળકતી હતી. પણ આ ટીકાકારો ભુલી જાય છે કે તે સર ફીરોઝશાહના મોટાં નામ અને તેઓની કીર્તીને આભારી હતી. વળી એક બીજી બીના લોકો ભુલી જાય છે અને તે એ છે કે, "બોંબે ક્રોનીકલ"ની કીર્તી મરહુમ સર ફીરોઝશાહે મી૦ હોર્નીમેનમાં મુકેલા સંપુર્ણ વિશ્વાસને પણ આભારી હતી. એ પત્રમાં કેવાં

લખાણો પ્રગટ કરવા તે મી૦ હોર્નીમેનની સંપુર્ણ મુનસફી ઉપર છોડવામાં આવ્યું હતું. સર ફીરોઝશાહના દુખદાયક અને અકાળ મરણથી મી૦ હોર્નીમેનનું તંત્રીપદ ચલાવવાનું કામ ઘણું મુશ્કેલ થઇ પડયું હતું. સર ફીરોઝશાહ મેહેતાના મરણની ખબર જે વેળા મી૦ હોર્નીમેને સાંભળી ત્યારે તેઓના મનને કેવો ઉંડો ઘા લાગ્યો હતો તે મને ખરેખર યાદ છે. મી૦ હોર્નીમેન સાથના મારા મીત્રાચારીભર્યા આટલાં વર્ષના સંબંધમાં મેં તેઓને તે દિવસે જેટલા ફીકાફચ અને લેવાઇ લુંટાઇ ગયલા જોયા તેવા કદી જોયા હતા નહીં. એ મહાન નરનો આત્મા આ દુન્યાં છોડી ગયો છે એવા સમાચાર સાંભળતાને વારજ મી૦ હોર્નીમેનની આંખોમાંથી આંસુની ધારા વેહવા લાગી હતી અને તેઓને જીંદગીમાં પહેલીજ વાર લાગ્યું કે તેઓએ આ દુન્યામાંથી એક મોટામાં મોટો પોતાનો ખેરખાહ ખોહયો છે. જાણે આ દુન્યાંમાં તેનો કોઇ મીત્ર રહયોજ નહીં હોય એમ તેઓને લાગ્યું હતું. પાછલાં વર્ષોમાં જ્યારે પણ સર ફીરોઝશાહનું નામ લેવામાં આવતું ત્યારે હોર્નીમેનને બહુ લાગી આવતું હતું અને તેઓ એ મહાન નરને હંમેશા માનથી યાદ કરતા હતા.

૧૯૧૫ ના વર્ષથી "બોંબે ક્રોનીકલે" નોંધવા લાયક ફતેહો મેળવવા માંડી હતી. જેઓની યાદદાસ્ત શક્તિ ટુંકી નથી તેઓ હિંદુ અને મુસલમાન કોમ વચ્ચે ઐક્યતા લાવવા માટે મુંબઇમાં જે મોટી શરૂઆત કરવામાં આવી હતી તે વેળા "બોંબે ક્રોનીકલે" જે સેવા બજાવી હતી તે ભુલી જઇ શકાશે નહીં. આ શુભ હીલચાલને તેના જન્મ વખતેજ ગુંગળાવી નાખવા માટે પરડા પાછવાડેથી મજબુત કોશેષો કરવામાં આવી હતી અને જો તે વેળા એખલાસના સાથીઓને મી૦ હોર્નીમેનની બળવાન કલમ અને હીંમતવાળી લડતનો ટેકો હતે નહીં તો વાલકેશ્વરના દેવતાઓ જરૂર ફાવી

જતે. ૧૯૧૫ ના છેલ્લા ત્રણ મહીના દરમ્યાન મુંબઇએ જે રાજદ્વારી લડત ચલાવી હતી તે હીંદના ઇતિહાસમાં યાદગાર રહી જશે. તે વેળા થોડા મુસલમાન દેશભકતો મહમદઅલી જીનાની આગેવાની હેઠળ મુસલીમ લીગને મુંબઇમાં લાવવા માંગતા હતા. તે વેળા એક બાજુથી કાવાદાવા અને કાવત્રાંનું જોર ચાલતું હતું ત્યારે બીજી ગમથી દેશના લાભ માટે કામ કરનારાઓની ફોજ સાંકડી અને સાંકડી થતી જતી હતી. તેવા નીરાશીના વખતમાં મી૦ હોર્નીમેનની અપુર્વ હીંમત, ધૈર્ય અને ખુશ સ્વભાવ કામ કરનારાઓમાં નવોજ ઉત્સાહ ઉતપન કરવાને સામર્થવાન થયો હતો. મને તે દિવસો, બલકે અડવાડયાંઓ યાદ છે કે જ્યારે મી૦ હોર્નીમેને પોતાના સઘળાં કામકાજો બાજુએ મુકી મુસલીમ લીગની એન્ટરટેનમેંટ કમીટીની ઓફીસમાં રાત અને દિવસ સખત મહેનત કીધી હતી અને તે મહેનતને જ લીગની બેઠકને મળેલી ફતેહ આભારી છે.

જ્યારે મીત્રરાજ્યોની ફોજો અને કાફલાઓ દારદેનલસમાં દાખલ થવાને મજબુત ફાંફાં મારતી હતી તે વેળા મી૦ હોર્નીમેને "બોમ્બે ક્રોનીકલ"માં જે બે આરટીકલો લખી હતી તેની યાદ આજે લેવાની જરૂર પડે છે. કદાચ હું જે બીના આજે કહું છું તેથી એક છુપો ભરમ ખુલ્લો થશે, પણ તે કહેવાની જરૂર એટલા માટે ઉતપન થઇ છે કે, મુસલમાનો મી૦ હોર્નીમેનને કેટલા આભારી છે અને તેણે તે માટે કેટલું ખમ્યું છે તે તેઓ સમજી શકે. મી૦ હોર્નીમેને ખીલાફતના સંબંધમાં લખેલી તે બે આરટીકલોએ અમલદાર વર્ગની ભારે ખફગી ખેંચી લીધી હતી, બળકે અમલદાર વર્ગની ઇતરાજીની શરૂઆત તે આરટીકલો વડે જ થઇ હતી. ૧૯૧૫ ના માર્ચ મહીનામાં "ઇસ્ટમબુલ"ના મથાળાં હેઠલ લખાયલી તે આરટીકલોથી મી૦ હોર્નીમેન સામે આપખુદ સત્તાવાળાઓ ઉશકેરાયા હતા. તે બેમાંની એક આરટીકલમાંથી જે ઉતારો હું નીચે રજુ કરું છું તે વાંચવાથી મારા મુસલમાન ભાઇઓ જોઇ લેશે કે

ખીલાફતનો બચાવ એ દેશપાર થયલા બહાદુર ઇંગ્રેજ બચ્ચાએ કેવી લાગણીથી, કેવા ઉમદા વિચારોથી અને કેવી ખેરખાહીથી કર્યો હતો.

તા૦ ૩૦ મી માર્ચ ૧૯૧૫ ના "બોંબે ક્રોનીકલ" માં જે આરટીકલ પ્રગટ થઇ હતી તેમાંથી નીચલો ભાગ હું રજુ કરૂં છું:—

"ટરકી એ ઇસલામનો અભિન્ન ભાગ છે, મુસલમાન સુધારાનું તે મધ્યબીંદુ છે અને નામદાર સુલતાન ખલીફતુલ મુસલેમીનની ગાદી ઇસ્ટમબુલ છે, કે જેનું ભવિષ્ય, દંતકથાથી, આચાર વિચારથી અને રીવાજના અમલથી નહીં તુટી શકે એવી રીતે ઇસલામના ભવિષ્ય સાથ જોડાયલું છે. નામદાર સુલતાન મહમદ રશીદખાનને ઇસ્ટમબુલમાંથી બહાર કહાડવામાં આવે તો તેઓ કયાં જાય? આ સવાલ ઉપર ખુલ્લાં મનથી અને હીંમતથી બોલવાની જરૂર છે. આ સવાલ ઉપર ખુલ્લાં મનથી નહીં બોલવું એ મુર્ખતા છે. અમો પુછવા માંગીએ છીએ કે બાદશાહી ખાનદાનના આ રાજકર્તા ધર્મગુરૂ સુલતાન, કે જેઓનું નામ દુન્યાંના લાખો અને કરોડો શુન્ની મુસલમાનો દિવસમાં પાંચ વખત યાદ કરે છે તેઓને શું અનાતોલીયાના અંધારા ખુણામાં રહેવા દેવામાં આવનાર છે? આ શું બની શકે યા ઇચ્છીત છે? ટરકીના નામદાર સુલતાન સંખ્યાબંધ ખીતાબો ધરાવે છે અને યંગ ટરકો વટીક તેઓની કીરતી અને તેઓ તરફના માનની લાગણી જરા પણ ઓછી કરી શકયા નથી. પણ "મકકા અને મદીનાના રક્ષક"નો ખીતાબ એવો છે કે જે આખી દુન્યાંના ઇસ્લામીઓનું સઉથી વધુ માન ખેંચી શકયો છે. નામદાર સુલતાનના આ ધાર્મીક દરજાને આખી દુન્યાંના મુસલમાનો સાથે નીસબત છે અને જો પોતાના વડીલો તરફથી વારસામાં મળેલી સલતનતના પાયતખ્તમાંથી તેઓને હાંકી કહાડવામાં આવે તો આખી દુન્યાંના મુસલમાનોના વિચારો ઉપર કેવી અસર થશે? ખીલાફત જેમ ગમે તેમ બદલી શકાય એવી સુચના હસવા સરખી છે. માત્ર મુસ-

લમાનોંજ પોતાની સ્વેચ્છાથી પોતાનો ખલીફ બદલી શકે અને મુસલમાનો એવો કાંઇપણ ફેરફાર પોતે કરવા માગે છે એવું દેખાડનારાં કાંઇપણ ચિન્હો હાલ જણાતાં નથી. ઇસલામની પવિત્ર જગ્યાઓનું રક્ષણ કોઇબી કરી શકે એવો વિચાર પણ તદન વાહીયાત છે કારણ કે કોરાને શરીફના ફરમાન મુજબ એક મુસલમાન રાજકર્તા અને તે પણ તદન સ્વતંત્ર મુસલમાન રાજકર્તાજ પવિત્ર જગ્યાઓ ઉપર હકુમત ચલાવી શકે.”

કેવા આગાહી કરનારા આ શબ્દો છે ! ૧૯૧૫ માં જે ઇસ્ટમબુલ નામદાર સુલતાનના હાથમાંજ રહે એવો બચાવ મી૦ હોર્નીમેને કીધો હતો તેજ ઇસ્ટમબુલમાંથી ટરકીને ગાંસડા પોટલાં સાથે બહાર કહાડવાની લડત ખ્રીસ્તી પ્રજાઓ ૧૯૨૦ માં ચલાવવા બહાર પડી છે. મને એવો શક છે કે અહીંના અમલદારો એવી ધાસ્તીમાં છે કે મી૦ હોર્નીમેનને જો હીંદુસ્તાન પાછો આવવા દે તો ખીલાફતની ચર્ચા અને ચળવળ નહીં ધારેલું સ્વરૂપ અખત્યાર કરશે. મી૦ હોર્નીમેને જે દેશને પોતાનો કરી લીધો છે ત્યાં આવતા અટકાવવા માટેના કારણોમાંનું એક આ કારણ હું ધારૂં છું. ત્યારે જુલમાટ અને આપખુદ સત્તાના દોરનો જે નીર્દોષ આસામી ભોગ થઇ પડયો છે તેને મદદ કરવાની શું મારા મુસલમાન બંધુઓની ફરજ નથી ?

મુળ બાબત ઉપર પાછા આવીશું. કોન્ગ્રેસ અને મુસલીમ લીગની ભેગી બેઠક ૧૯૧૫ માં ભરવામાં આવી તે વેળા મી૦ હોર્નીમેને પોતાના પત્રમાં દરરોજ જે તીખી અને તમતમતી આરટીકલો લખી હતી તે કોણ ભુલી જઇ શકશે ? ટકોરબાજી, ખુશ મશકેરી, ટાઉકા અને ટીકાભર્યાં લખાણો દરરોજ સહવારના વાંચવાની કેવી મજાહ પડતી હતી ? આરટીકલોમાં જે ગંભીર તત્વ આમેજ થતું હતું, તર્કવાદ પ્રમાણે જે તકરારો તેમાં રજુ થતી હતી અને જે

સખ્ત ટીકાના બાણો તેમાંથી છુટતાં હતાં તે વાંચ્યા પછી તેનો જવાબ આપવાને સામો પક્ષ અને તેના વાજીંત્રો નિષ્ફલ નીવડતાં હતાં. પેલી બીંડી બજારમાં મળેલી યાદગાર સભાનો રંગબેરંગી અહેવાલ વાંચ્યા પછી બીંડી બજારના દાદાઓની મીજલસનું નાન-ખતાઇનું રૂપ આપણી આંખોની સામે આવીને ઉભું રહેતું હતું. એમ કહેવાય છે કે શત્રુને ગુંચવાડામાં નાંખવા માટે તેની ઠઠા મશકેરી કરવી જોઇએ. તેથી તે સઉથી વધુ ગુંચવાડમાં ફસી પડે છે અને મને જણાવતાં ખુશી ઉપજે છે કે બીંડીબજારની તે યાદગાર સભા ઉભી કરનારા એક આગેવાને મારી આગળ એકરાર કર્યો હતો કે, તેઓનો સઉથી વધુ હુરીયો મી૦ હોર્નીમેનની કાતીલ કલમેજ કર્યો હતો.

મી૦ હોર્નીમેન ઉપર એક ઇંગ્રેજને હાથે પ્રગટ થતાં પત્રમાં જે ગલીચ હુમલાઓ કરવામાં આવ્યા હતા તે મુંબઇની પ્રજા ભુલી ગઇ નથી, જો કે તે હુમલા કરનારને કેદની સજા થઇ હતી. ૧૯૧૬ ના શરૂઆતના મહીનાઓમાં એ પત્રે જોરમાં મી૦ હોર્નીમેન ઉપર હુમલાઓ કરવાની શરૂઆત કરી હતી અને મને એમ જણાવતાં શરમ ઉપજે છે કે, આ હુમલાઓ કરવાની ઉશકેરણી કરવામાં એક એવા આસામીનો હાથ હતો કે જે પોતાને હીંદના મીત્ર તરીકે ઓળખાવવાનો દાવો કરતો હતો. મી૦ હોર્નીમેને એ હુમલાઓ તરફ મુંગા તીરસ્કારની નજરથી જોઇ સંતોષ લીધો હતો પણ જ્યારે તેઓની ખાનગી જીંદગી ઉપર હવસભર્યા હુમલાઓ કરવામાં આવ્યા ત્યારે અંતે પોતાની આબરૂને ખાતર તેઓને ન્યાયની અદાલતનો આશરો લેવાની ફરજ પડી હતી. બચાવપક્ષને મજબુત મદદ મળી હતી પણ તે છતાં એ મુકદમો જેટલાં અઠવાડયાં ચાલ્યો તેટલાં અઠવાડયાં સુધી મી૦ હોર્નીમેને કોર્ટમાં શાંતી જાળવી રાખી હતી અને પોતાની આયંદે આબરૂ ચોખ્ખી થશે એવો દ્રઢ વિશ્વાસ રાખ્યો હતો.

૧૯૧૬ ની આખેરીએ મી૦ હોર્નીમેનને લકનો જવાની ફરજ પડી હતી. લકનો ખાતે જવા અગાઉ તેઓએ "બોમ્બે ક્રોનીકલ"

માટે કેટલીક આરટીકલો અગાઉથી લખી રાખી હતી, કારણ કે તે વેળા "બોંબે ક્રોનીકલ"ના સ્ટાફ ઉપર મારા મીત્ર સઇયદ હુસેન સરખા બાહોશ જર્નાલીસ્ટ હતા નહીં. તે વેળા મી૦ હોર્નીમેનને એકલે હાથે સઘળાં કામો કરવા પડતાં હતાં. એ પત્રના અધિપતિ, મદદનીશ અધિપતી અને રાતના સબ-એડીટરની સઘળી ફરજો મી૦ હોર્નીમેન એકલે હાથે બજાવતા હતા. તેઓએ ફકત એકજ વાર ૧૯૧૪ માં ચાર દિવસની રજા ભોગવી હતી. આરામ વગર રાત અને દિવસ મહેનત કરવાથી તેઓની તંદરોસ્તી ઉપર અસર થવા લાગી હતી. કેટલાક લોકોને મહોડે મેં એવી ફર્યાદ સાંભળી હતી કે, મી૦ હોર્નીમેન તો બરા સાહેબ છે, જુઓની, ઓફીસમાં દરરોજ બે વાગે તો આવે છે! પણ ઘણા થોડાજ આસામીઓ જાણતા હશે કે મી૦ હોર્નીમેન પાછલી રાતના ચાર વાગા સુધી બેસીને દરરોજ કામ કરતો હતો. મુંબઇના લોકોને દરરોજ સહવારે "ક્રોનીકલ"માં જે ઉમદા લખાણો વાંચવાની મોજ મળતી હતી, તે હું કહેવાની હીંમત કરૂં છું કે, મી૦ હોર્નીમેનની જીંદગીની જે સૌથી અમુલ્ય ચીજ—તંદરોસ્તીના ભોગેજ મળતી હતી. એ વેળા "બોંબે ક્રોનીકલ"માં મધરાત સુધીની છેલ્લામાં છેલ્લી ખબરો દરરોજ પ્રગટ થતી હતી. આવી સખત મહેનત છતાં મી૦ હોર્નીમેન હમેશાં જે ખુશમીજાજ જાળવી રાખતા હતા તે જોઇ તેઓના મીત્રો વટીક અજબ થતા હતા.

લકનો ખાતેની કોન્ગ્રેસમાં મી૦ હોર્નીમેને કરેલું સુભાખીત ભાષણ ઉત્તમ ભાષણોમાંનું એક હતું. આ દેશને લગતા છાપાના કાયદા સામે તેઓએ એક સુંદર ભાષણ કરી દેખાડી આપ્યું હતું કે, તેઓ આ દેશના આગેવાન રાજદ્વારીઓની સંઘમાં બેસવાને લાયક હતા. મી૦ હોર્નીમેનની મોટી ખુબી તકરારમાં ઉતરી તકરાર તોડવાની છે. તેઓની આ ખુબીની પીછાણ મુંબઇની કોનગ્રેસના મુખીઓ કરી શકયા હતા નહીં. કમીટીઓની મીટીંગમાં મી૦ હોર્નીમેનની હાજરી

બહુજ કીંમતી થઇ પડી હતી. મુંબઇની કોન્ગ્રેસે જે ફરમાન આપ્યું હતું તે મુજબ સાશનતંત્રના સુધારાની ભેગી યોજના ઉપર લકનોની સબજેકટસ કમીટીમાં વિચાર ચલાવવામાં આવ્યો હતો. એ વેળા કેટલીક આફતો તુટી પડવાની ધાસ્તી હતી પણ મી૦ હોર્નીમેનની લડત, સુભાષીત ભાષણ અને ઉશકેરાયલાઓને શાંત પાડવાની કોશેષથીજ તે અટકાવી શકાઇ હતી. મી૦ હોર્નીમેનમાં કેટલી બધી હીમત હતી તેનો એક દ્રષ્ટાંત હું અહીં આપવા માગુ છું. આ બીના જાણીતી છે કે, રાજકીય સુધારાની યોજનાના સંબંધમાં લખાયલો મી૦ કરટીસનો ખાનગી પત્ર અલાહબાદના સરકારી છાપખાનામાંથી છુપી રીતે મેળવવામાં આવ્યો હતો. આ પત્ર "બોંબે ક્રોનીકલ"માં કેમ પ્રગટ થવા પામ્યો તે બીના તો હજી સુધી એક છુપો ભરમજ છે. મી૦ હોર્નીમેન કાંઇ સાધારણ માટીમાંથી બનેલો નથી. તેની હુશીયારી અને ચાલાકી તો ખરેજ અદભૂત હતી. એ વેળા અમો કારલટન હોટેલમાં ઉતરેલા હતા. એ વખતે સખ્ત ટંડી લકનોમાં પડતી હતી. જો કે સાંજનો વખત હતો તે છતાં હું તો બંદુસ ઓઢીને બીછાણામાંજ પડેલો હતો. એકદમ હોર્નીમેન મારા ઓરડામાં આવ્યો અને બોલ્યો "આઝાદ ઉઠ અને આ શરમભર્યો પત્ર વાંચ" એટલું જણાવીને તેણે મારા બીછાણા ઉપર કેટલાંક પત્રો ફેંકયાં. "પેલા મુર્ખાઓ આ કાવત્રું ઉઘાડું કરી શકયા નથી. ઉઘાડું પાડવું કે નહી તે તેઓ નક્કી કરી શકયા નથી. હું તો તેઓથી કંટાળી ગયો છું. ત્રીશ મીનીટ સુધી તકરાર ચલાવ્યા પછી એ પત્ર કોણે પ્રગટ કરવો તે તેઓ નક્કી કરી શકયા નથી. હું તો એ પત્ર લઇને ચાલી આવ્યો. એકે કહ્યું કે, એ પત્ર છાપશો તો લેફ્તનંટ ગવરનરનું નામ વચ્ચે સંડોવાશે. બીજાએ કહ્યું કે બહુ ગંભીર બાબત છે કારણ કે અસલ પત્ર સરકારી છાપખાનામાંથી યુક્તિથી મેળવવામાં આવ્યો છે. હું તો આવી જાતની વાતો સાંભળીને નીરાશ થઇ ગયો તેથી અહીં ચાલી

આવ્યો છું." એક કલાકમાં મી૦ હોર્નીમેન તરફથી તારો છુટવા માંડયા અને બીજે દિવસે મી૦ લાયોનલ કરતીસનો પ્રખ્યાત પત્ર દુન્યાંની રોશની જોઇ શકયો. "બોમ્બે ક્રોનીકલ"માં તે પ્રગટ થતાંજ હોહા થઇ રહી. બારીક સંજોગોમાં કેવી હીંમતથી કામ લેવું એ તો મી૦ હોર્નીમેનની મોટામાં મોટી ખુબી હતી.

૧૯૧૮ માં મી૦ હોર્નીમેનની એક બીજી મોટી ફતેહ થઇ. પ્રમાણીક જર્નાલીઝમને માટે તેઓના ખ્યાલ ઘણા ઉંચા હતા. મી૦ હોર્નીમેન સામે સુરજમલે માંડેલી બદનક્ષીની ફર્યાદમાં મી૦ હોર્નીમેનની હાર થઇ ત્યારે તેઓના દુશમનોમાં અજબ જાતની ખુશાલી ફેલાઇ હતી. મને બરોબર ખબર છે કે મુંબઇના કેટલાક બરા સાહેબોએ તે દિવસે કલબમાં જઇ જરા વધારે છાંટોપાણી લીધો હતો. તે વેળા "બોમ્બે ક્રોનીકલ" ના ભવિષ્ય માટે તરેહવાર જાતની અફવાઓ ઉડી રહી હતી. કોઇ કહે કે "ક્રોનીકલ" ના દિવસ હવે ભરાઇ ચુકા છે. કોઇ કહે કે, હોર્નીમેનનું હવે આવી બન્યું છે. કોઇ કહે કે "બોમ્બે ક્રોનીકલ" માંથી હોર્નીમેનને પાનીયું મળશે. વળી કેટલાક ઢોંગી મીત્રોએ તો મી૦ હોર્નીમેનની દયા ખાઇ આંખમાંથી ખોટાં આંસુ પણ પાડયાં હતાં! હોર્નીમેન તો પ્રથમથીજ જાણતો હતો કે, આવા કેસમાં ફતેહના સંભવો ઘણા ઓછા છે, પણ તે છતાં ન્યાયની અદાલતમાં તેઓને અજબ જેવો વિશ્વાસ હતો. અપીલ માટે ધારાશાસ્ત્રીઓનું મત કાંઇ તદનજ વિરૂધ હતું નહીં. અંતે અપીલમાં હોર્નીમેનની ફતેહ થઇ. એક દિવસ વાતચીત કરતાં હોર્નીમેને મને જણાવ્યું હતું કે, છાપાના છુટાપણાના દરેક નીયમ ઉપર ધાડ આવે ત્યારે કોર્ટે જઇ તે માટે લડત ચલાવવીજ જોઇએ. છાપાના છુટાપણા માટે હંમેશાં લડત લડવીજ જોઇએ. કોઇ કોઇ વાર હોર્નીમેન મને કહેતા હતા કે, હું સમજી શકતો નથી કે જે માણસોને ઉઘાડા પાડવાની જરૂર છે તેઓને ઉઘાડા પાડવા માટે હિંદુસ્તાનના લોકો શા

માટે ડરે છે ? જો વિશ્વાસપુર્વક ખબરો હાથમાં હોય તો એક જર્નાલીસ્ટે થોડો જોખમ લઇને પણ પોકળ માણસોને ઉઘાડા પાડવા જોઇએ. તેમ કરવાથી જર્નાલીસ્ટ થોડો જોખમ ખેડે છે, પણ સમાજને તેથી મોટો લાભ થાય છે. જો જર્નાલીસ્ટ કાબેલ હોય અને પ્રમાણીક હોય તો તે સોસાયટીના ઘણા કાળાં કામો ઉઘાડાં પાડી શકે. આના સંબંધમાં એક બીજા મુકદમાની મને યાદ આવે છે કે, જે સી૦ આઇ. ડી. ડેફેમેશન કેસ તરીકે જાણીતો થયલો છે. અનંતરામ વૈકુંઠરામ નામનો એક સખશ પોલીસની ધાસ્તીથી ગભરાયલો અકળાયલો "ક્રોનીકલ"ની ઓફીસમાં કેવી રીતે એક દિવસ આવ્યો હતો તે મને હજી યાદ છે. એજ અનંતરામ એ મુકદમાનો ફર્યાદિ હતો. આ જવાન પુરૂષ મી૦ હોર્નીમેન તરફ અત્યંત ભક્તિભાવ હજી સુધી ધરાવે છે. જ્યારે મુકદમો માંડવામાં આવ્યો ત્યારે તેનું જે પરિણામ આવ્યું તેવાં પરિણામની આશા મી૦ હોર્નીમેને રાખી નહોતી. કેસ પુરો થવા પછી મી૦ હોર્નીમેને અનંતરામને પોતાની ઓફીસમાં એક કારકુન તરીકે માત્ર દયાને ખાતર રાખ્યો હતો કે જયાં તે હજી સુધી છે.

૧૯૧૮ માં મુંબઇમાં ખાસ કોન્ગ્રેસ ભરાઇ તે અગાઉ મી૦ હોર્નીમેનને પોતાનું પાણી બતાવવાની એક સુંદર તક મળી હતી. મધ્યપ્રાંતો અને બીરારની રાજદ્વારી પરિષદે મી૦ હોર્નીમેનને પ્રમુખ થવાનું આમત્રંણ કર્યું હતું. મી૦ હોર્નીમેનને તે વેળા ત્યાંના લોકો તરફથી દીલોજાનીભર્યો આવકાર મળ્યો હતો. મુંબઇમાં ખાસ કોન્ગ્રેસ મળવાની તૈયારી ચાલતી હતી તેવા વખતે મધ્ય પ્રાંતોના રાજદ્વારીઓએ "બોંબે ક્રોનીકલ"ના ધુંધી અધીપતીને પોતાના આગેવાન તરીકે પસંદગી કીધી એ બીના ઘણી અર્થસુચક છે. આ પરિષદ એક મોટી ફતેહ પુરવાર થઇ હતી. પ્રમુખ તરીકે હોર્નીમેને એ પ્રસંગે આપેલું ભાષણ હીંદુસ્તાનના રાજદ્વારી સાહિત્યમાં અગ્રસ્થાન લે એવું છે.

૧૯૧૮ ના સપટેમબર મહીનામાં મુંબઇમાં સ્પેશીયલ કોન્ગ્રેસની બેઠક થઇ હતી. એ વેળા મી૦ હોર્નીમેનનો લાગવગ સઘળે માલમ

પડી આવ્યો હતો. એ વેળા કોન્ગ્રેસના બે પક્ષોને એકત્ર કરવાની કેટલીક કમનસીબીભરી કોશેષો કરવામાં આવી હતી. કેટલાક જુના ડોબાંઓ મી૦ હોર્નીમેનની હાજરીથીજ કમકમી ઉઠતાં હતાં. મી૦ હોર્નીમેન કોઇ પણ જાતના ઢોંગ તરફ તીરસ્કારની નજરથી જોતો હતો અને તેઓના ભારે લાગવગથીજ બનાવતી એકસંપ થતો અટકયો હતો. એજ વેળા "બોંબે ક્રોનીકલ" ના નસીબમાં એક વધુ ફતેહ લખાઇ હતી. દીલ્હીના આપખુદ સત્તાવાળાઓ પોતાની સત્તાનું જોર દેખાડી રહ્યા હતા. દીલ્હીના એક આગેવાનને તેઓએ કેદીના પીંજરામાં ઉભો કરી જાણે કેવો એક મોટો વાઘ માર્યો હોય તેવો દેખાવ કીધો હતો. દીલ્હીના લોકોએ મદદ માંગી અને મી૦ અસફઅલીના બચાવ માટે કાબેલ ધારાશાસ્ત્રીઓની મદદ મેળવવામાં આવી કે જે માટેની સુચના મી૦ હોર્નીમેન તરફથીજ મળી હતી. આ મુકદમો એક પ્રખ્યાત કેસમાં ફેરવાઇ ગયો અને ઘણા આસામીઓની કીર્તી તેની ઉપરથી રચાઇ હતી.

૧૯૧૮ ની તા૦ ૧૧ મી ડીસેમબરનો દિવસ તો મુંબઇના ઇતિહાસમાં સુવર્ણે કોતરાઇ રહેશે. થોડાક માનચાંદ ધરાવનારા સ્વાર્થી શખસો મુંબઇ શહેરની કીરતી વેચવા માટે બહાર પડયા હતા તેની સામે "બોંબે ક્રોનીકલે" ચાલુ, ચીવટ અને મજબુત લડત દીવસો સુધી ચાલુ રાખી હતી. શાંતારામની ચેહલીના ચોકમાં હોર્નીમેને લોર્ડ વીલીંગડનની સામે મજબુત ધુંઆરો ચલાવતી વેળા પોતાનો જમણો હાથ ઉંચો કરી એક આંગળી ઉભી કરી વારંવાર એવો સવાલ જ્યારે પુછયો હતો કે "શું આપણે ટાઉન હોલમાં જઇ લોર્ડ વીલીંગડનને માનપત્ર આપીશું ?" ત્યારે દશ હજાર માણસોના મહોડાંમાંથી "નહી" ના અવાજો કેટલા જોશથી નીકળી પડતા હતા તે દેખાવ ઘણાઓને હજી યાદ હશે. તે વેળા મી૦ હોર્નીમેન ઉપર કામકાજનું એટલું બધું દબાણ હતું તે છતાં લોર્ડ વીલીંગડન સામેની લડતને લગતી દરેક હીલચાલમાં તેઓએ મુખ્ય ભાગ લીધો હતો, પણ હું ધારૂં છું કે,

પાછલથી તેથીજ તેઓની તબીયત નબળી પડી ગઇ હતી. તા૦ ૧૧ મીની સાંજે ટાઉન હૉલ આગળ થયલો દેખાવ કદી પણ વીસરી જઇ શકાશે નહીં. આ મોટી ફતેહ મેળવીને હોર્નીમેન તુરતજ દીલ્હીની કોનગ્રેસમાં ભાગ લેવા ગયો કે જ્યાં સબજેકટસ કમીટીમાં તેણે ભજવેલો ભાગ આ દેશ તરફના તેના ચાહની હંમેશની ગવાહી પુરે છે.

મુંબઇમાં ખાસ કોન્ગ્રેસ ભરાયા પછી થોડાજ વખતમાં ઇનફ્લુએન્ઝાનો બુરો રોગ ફાટી નીકળ્યો હતો, જેણે બે મહીનામાં હજારો જીવોનો ભોગ લીધો હતો. એ વેળા ગરીબ લોકોને મદદ કરવા માટે પોતાની કલમનોજ ઉપયોગ કરીને બેસી નહીં રહેતાં હોર્નીમેને શહેરના ગલીચ ભાગોની દરરોજ દિવસે અને રાતે મુલાકાત લઇ ગરીબોને દવા અને દુધ પુરૂં પાડયું હતું, જે વેળા લોકોના "માબાપ" હોવાનો દાવો કરતા અમલદારો પુનાની સુંદર હવા ખાતા હતા.

હોર્નીમેનના અમલ દરમ્યાન "ક્રોનીકલ"ની તવારીખમાં ૧૯૧૯ ની મહાન હડતાળ એ કાંઇ ઓછો જાણવાજોગ બનાવ હતો નહીં. નવા ગવરનરને સેક્રેટરીએટમાં ઠરીઠામ થયાને થોડાંજ અઠવાડયાં ભાગ્યેજ ગયાં હશે. દેખઇતા કારણસર હડતાળને કોઇબી રીતે મચક નહીં આપવાને આપખુદ સત્તાવાલાઓ પોતાથી બની શકતી કોશેશ કરી રહ્યા હતા. પણ સઘળા જર્નાલીસ્ટોમાં ફકત હોર્નીમેનેજ બાહર આવીને ગરીબ અને ઓછો પગાર મેળવતા મીલ કામદારોને હુકમ કરવાના સત્તાવાલાઓના હક સામે વાંધો ઉઠાવ્યો, કે જે મીલ કામદારોના પરસેવાથી શેરહોલડરો પોતાની વેહેંચણી ઉંચકતા હતા. હડતાળ લગભગ ૧ મહીનો ચાલી અને તેટલો વાર "ક્રોનીકલ"ને કારોબારી સત્તા વચ્ચે જંગ જાગ્યું હતું. સુધારો પાછળ હઠાડનારાઓ સામેની લડત હોર્નીમેને કેમ ચલાવી હતી તે બીના હજુર એટલી બધી જણાઇ નથી. "વીનસેંટ મહારાજકી જય" પોકારવાની ગોઠવણ કરવાની સંખ્યાબંધ તજવીજો છતાં લડતનું પરીણામ તેના હીમાયતીઓની હારમાં આવ્યું. નવા ગવરનરના કાનમાં ખોટી

પીગતો દાખલ કરવાની દ્વેશભાવીક તજવીજો ચલાવ્યા છતાં "ક્રોનીકલ"માંના અહેવાલો ખરા તરીકે ઠર્યા અને જે અનુમાનપર મીલવાલાઓ આવ્યા તેપરથી મી૦ હોર્નીમેન પરનો જાહેર લોકોનો વિશ્વાસ વાજબીજ ઠરયો.

૧૯૧૯ ના ફેબરવારી મહીનામાં મહાત્મા ગાંધીએ પોતાનો વાવટો ફરફડાવ્યો. રોલેટ એકટે કાયદાપોઠીને નામોશી લગાડી હતી, અને સચાઇનો અવાજ પુરતા જુસ્સા સહીત ઉભરી નીકળ્યો. સત્યાગ્રહીઓનાં હીતને માટે મી૦ હોર્નીમેન એક કેવું મોજુદ સાંધન થઇ પડયા હતા તે તેમના નીકટ સંબંધના સાથી જાણુતા હતા, અને મારે પોતાને માટે મને કેહેવાને કાંઇબી આંચકો લાગતી નથી કે મહાત્મા ગાંધીએ શરૂ કરેલી મહાન હીલચાલને મળેલી ફતેહ આ માણસની અડગ વફાદારીનેજ આભારી હતી. એ બનાવોં એટલા તો નાલાયક છે કે તે ફરીથી વર્ણવવાની અહીં જરૂર નથી. પણુ એક બાના બાબે હું ઇસારો કરીશ. મી૦ હોર્નીમેનને ઓપરેશન કરાવ્યા અગાડી માર્ચ અને એપ્રીલના થોડાક દીવસો દરમ્યાન તેઓ ભારે દુઃખથી પીડાતા હતા. પણુ એક સ્પારટન બચ્ચાને છાજતી ફરજ બજાવવાના વિચારથી તા૦ ૧૭ મી એપ્રીલ સુધી તેઓએ પોતાની જહેમત ચાલુ રાખી હતી અને તે દીવસેજ સરજયનના નસતરથીજ તેમના દુઃખને રાહત મળી. તા૦ ૧૭ મીથી તા૦ ૨૬ મી એપ્રીલનો વખત કામ વગરનો પસાર થયો પણુ તા૦ ૨૬ મીએ આપખુદ સત્તાવાલાઓએ મુંબઇનાં આ માનીતાને આપણા હાથમાંથી ખુંચવી લીધો. મી૦ હોર્નીમેન સઘળી જાણીતી બાહોશી અને ચીવતપણું સાથે છેક દુરદરાજ ઇંગલેંડમાં રહીને આપણું માટે મહેનત ચલાવી રહ્યા છે, તેમને અહીં પાછા લાવવા માટે કેટલાક અરથાં મનની કોશેશો થઇ છે પણુ તેમના સેતારાની ચાલ હજીથી પાધરી નથી એમ દેખાય છે. મી૦ હોર્નીમેન પોતાના એક છેલ્લાં પત્રમાં આ પ્રમાણે

લાગણીભરી રીતે લખે છે:– "અલબતાં મુંબઇ પાછા ફરતાં હજી ઘણો વખત લાગશે એમ સરકારે આપેલા ચુકાદા ઉપરથી માલમ પડે છે. હું એટલીજ આશા રાખું છું કે હું જેમ બને તેમ જલદીથી મુંબઇ પાછો ફરૂં તેટલા માટે મારા મીત્રો પોતાથી બની શકે એટલું દબાણ સરકાર ઉપર ચલાવશે. મુંબઇ જલદી પાછા ફરવાની હું ઉલટથી રાહ જોઇ રહયો હતો પણ તે દિવસ લંબાવાથી મને ભારે નીરાશી ઉપજી છે." જો આ ટુંક વૃતાંત વાંચીને હોર્નીમેન પાછા આપણી વચ્ચે આવે ત્યાં સુધી ચર્ચા અને ચકચાર થોડા આસામીઓ ચાલુ રાખશે તો તેથી મારી મેહેનતનો બદલો વળી ગયલો હું સમજીશ. આ સ્કેચના વેચાણુથી જે કાંઇ આવક થશે તે તેના પર મી૦ લખમીદાસ રવજી તેરસી મોકલી આપશે, કે જેમની સાથે મી૦ હોર્નીમેનને ઘણો સારો સંબંધ છે. આ પ્રસંશા પત્ર પુરૂં કરૂં તે અગાઉ એક બોલ કહેવા માંગું છું. કદાચ આ વાત બધા નહી જાણુતા હોય કે અંગત રીતની બાબદોમાં મી૦ હોર્નીમેન ઘણાંજ પરગજુ ખવાસના અને પોતાના જીવથી ઝાઝું ખરચનારા હતા નહીં. તેઓ એક વેજીટેરીઅન છે. દારૂ કદી પીતા નથી. તેમની ઉદારતાની વાતો ઘણી છે. કોઇકોઇ વાર તેઓ ડહાપણુની હદ કુદાવી જતા હતા પણ જેઓ ખરેખર દયાળુ જીવના છે તેઓ કોઇવાર ઠગાય છે પણ ખરા કે જેમ હાલના કેસમાં બન્યું હતું. આ કેસમાં મી૦ હોર્નીમેને એક સ્ત્રી માટે નાણાંની રકમ ભેગી કરી જેણીએ પોતાની દગલબાજીનો દંડ કોર્ટમાં ભર્યો. તેઓએ પોતાની છેલ્લી ૧૦ રૂપયાની નોટ પણ કોઇ લાયક શખસને કહાડી આપતાં મેં જાણ્યું છે અને તે પણ કોઇબી રીતની આનાકાની વગર કે જેમ એક માણુસ આનો કે બેઆના કહાડી આપે છે તેમ. તેટલાજ માટે મી૦ હોર્નીમેનની ઉદારતાપર સઘળી વર્ણનાં માણુસો હુમલો લઇ જતાં હતાં તેમાં નવાઇ શી? આવા એક માણુસની પાસે કાહરૂનનો ખજાનોબી જેમનો તેમ રહી શકે તે બાબે મને શક છે.

# હિન્દનો દોસ્ત,

યાને

## બી. જી. હોર્નીમેનનાં

ભાષણો તથા લખાણો.



કીંમત રૂ. ૨.



લખમીદાસની કું. માંથી મળશે.



નાં૦ ૭૦, એપોલો સ્ટ્રીટ, કોટ,

મુંબઇ.

રૂસ્તમ ન. વાચ્છાગાંધીએ "સાંજ વર્તમાન" પ્રેસમાં છાપ્યું.
નાં૦ ૨૨-૨૪-૨૬, મીન્ટ રોડ, કોટ, મુંબઇ.
લખમીદાસ રવજી તેરસીએ પ્રગટ કીધું. નાં૦ ૭૦, એપોલો સ્ટ્રીટ.
કોટ, મુંબઇ.